# શ્રીનાથજીના મંદીરનાં

# ભાવનાનાં ધોલ.



રચનાર—કુક્ષગરીયા બાલકૃષ્ણજી.

પ્રકટ કર્તા—વૈષ્ણવ

(ગરઠાનિવાસી ગોવર્ધનદાસ વલભદાસ, કરાચી.)

---

મૂલ્ય અદલ

જયશ્રીકૃષ્ણ.

# શ્રીનાથજી સત્ય છે.

— —

૧ શ્રીનાથ નગ્ર રળીયામણોરે, ગૌલોક નિજ ધામ,
દર્શન આપે શ્રીનાથજી, હાંરે પુરે વૈષ્ણવનાં કામ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨ શ્રી વલ્લભ કુલ સેવા કરેરે, પ્રેમ પ્રીત છે અપાર,
શ્રી મહાપ્રભુજીના લાડલા, હાંરે ભક્ત હેત અવતાર;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩ નિજ મંદીર શજ્જા મંદીર છેરે, મણી કોઠામાં તરંગ,
કીરતનીયા કીરતન કરે, હાંરે વાગે જાંજ ને મૃદંગ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૪ બેઠી છે વૈષ્ણવ મંડલીરે, છઠી કોઠામાંથી આય,
જાપટીયા જાપટ દહે હાંરે પાપ સર્વે કટજાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૫ ડોલ તીવારીમેં કંદરારે, પાસ દેલી છે ગોલ,
ધ્રુવ બારી સનમુખ બની, હાંરે પ્રભુ ઝુલે ત્યાં ડોલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૬ રતન ચોકમાં ચાલીએરે, હાથ તાલાંને લગાય,
હથીઆં પોલ હાથી ઘુમતા, હાંરે ટ્યો ચરણામૃત જાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૭ કમળ ચોકમાં બેસીએરે, નીત વાગે ત્યાં બીન,
રૂપી [illegible] માળા જપે, હાંરે બની તીવારી નવીન;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૮ કુબેરની પોલી ખરી રે, ત્યાં થાય સમાધાન,
હરીવલ્લભ શેવા લીએ, હાંરે રાજી થાય તે પ્રમાન;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૯ કારતનાંયાં ગલી જોઇએ રે, પાસ ચોક છે અનાર,
ખાસાં ભંડાર બીજો ખાંડઘર, હાંરે પાસ પ્રસાદી ભંડાર;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૦ પીંજરાપર, તીવારી થઇ રે, લીએ લીખીયાં બધાં નેગ,
એક બીજો સમાધાન છે, હાંરે ભરે ગોલક ત્યાં વેગ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૧ સંવત ૧૯૬૯ તણાં રે, બની તીવારી થઇ સીધ,
લીખાયા દરોગા બેશી દોઇ, હાંરે જ્યાં આવે નવનીધ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૨ પેંડા બાંધે છે ચર્ણામૃતના રે, છોટા કંડીયા ભરાય,
પ્રસાદી તુલસી મલે, હાંરે તેને સેવકી અપાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૩ શાક ઘર તો સમુદ્ર છે, મહિમા વરણી ન જાય,
નીજ વૈષ્ણવ સેવા કરે, હાંરે આનંદ ઉર ન સમાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૪ સુદર્શન ચક્ર બીરાજે છે રે, થાપ્યાં સિંહ વેદ ચાર,
સાતે ધ્વજા ફરાવનાં હાંરે કલશ વૃજનો છે સાર;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૫ મીસરી ઘર ઔર દુધ ઘર, વાંટે છાંછ ત્યાં નીત,
ફુલઘર પાનઘર કુંજ છે, હાંરે મગન સેવામાં ચીત;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૬ ફુલઘર તો ઉચો ઘણોરે, પાસ અગાશી અનેક,
માલી બેલે ત્યાં ઉતાવલી, હાંરે બીજ ઘર છે વીશેષ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૭ પાતર ઘરનો ચોક છે રે, સીધા ઘરમાં સામાન,
જમનાં જલની છે કોઠડી હાંરે ત્યાં રહે જલપાન;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૮ જલગરીઆ ગાગર ભરેરે, ભરે કોઠી ને તલાવ,
મુખ્ય સેવા જલપાનની, હાંરે જાણે વૈષ્ણવ જે ભાવ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૧૯ પરચાગરની કોઠડીરે, સેવા તુલસીની થાય,
શીતલ સામગ્રી બને, હાંરે પ્રભુ જારી ભરે આય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૦ છોટી કોઠડી છડી ધારનીરે, છડી જામો ત્યાં રેહવાય,
કડાં દોરાં ને મોતી ચોકરાં, હાંરે ભોગ સમે પેરાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૧ નીજ પોરી નીજ જાનીએરે, નીત રસોઇ ત્યાં થાય,
છત્રીશો બીંજન બને, હાંરે ભોગ શ્રીજીને સજાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૨ બાલ ભોગમાં થાય છે રે, નાના ભાત પકવાન,
આગે તીવારી ગોપી ગ્વાલની, હાંરે વસ્ત્ર ઘર છે નીધાન;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૩ સંધાણો ઘર ઉંડો ઘણોરે, ઉપર પાટીઓ છે ઠેઠ,
આગે રસોઇ અનકુટની, હાંરે કાઢે અતર ને ફુલેલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૪ આડી ગલીમાં પંખા પીથેરે, રેશમ દોરી લઈ હાથ,
એનાં ઘર ગુલજાર છે, હાંરે અસંખ્યાત જવેરાત;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૫ સજ્જા મંદીર નવો બન્યોરે; કુલ કાચનો થયો કામ,
પાસ કોઠો રમણીક છે; હાંરે ત્યાં રમે ઘનશ્યામ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૬ ગંગા જમનાં ઔર સરસ્વતીરે, ત્રીવેણીનો સમાજ,
પ્રભુ પાસે નીશદીન વહે, હાંરે નીરખ સિદ્ધ ભયો કાજ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૭ જમુના પટરાણી શ્યામા શ્યામનીરે, પાસ ફુવારાનો ઠાઠ,
આપ આજ્ઞા અનુસાર છે, હાંરે ચીત્ર વીચીત્ર છે ઘાટ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે

૨૮ નવી તીવારી નવનીતનીરે, બની થઈ છે તૈયાર,
પાસ બગીચો શ્રીનાથનો, હાંરે કમલ ફુલમાં ફુલ વાર;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૨૯ દર્શન કર નવનીતનાંરે, મન બઢયો છે હુલાશ,
કૃષ્ણ ભંડાર ઓર શ્રીસભા, હાંરે કૃષ્ણ દાસનો નિવાસ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૦ બેઠક બગીચો ઓર વાવડીરે, હવા મ્હેલ મોતી મ્હેલ,
કમલ મ્હેલ ડેલાન છે, હાંરે વાડી મ્હેલ ખુશ મ્હેલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૧ દોઢીપે દો દરવાન છે રે, જુનો જનાનો છે અસલ,
નવો જનાનો રમણીક છે, હાંરે હવે થયેલ છે આબાદ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૨ નીત વાંચે છે ત્યાં વારતા રે, વૈષ્ણવ સુણે છે ત્યાં આય,
સુબોધની સુધા પાન છે, હાંરે પીતાં મન ના ધરાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૩ પરછનો પ્રાચીન છે, વૃજવાસીનો મુકામ,
દરજી ઘર વસ્ત્ર બને, લીખે બગશી બધાં નામ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૪ શાગ ભંડાર ચાલો જોઇયે રે, ત્યાં આવે ફલફુલ,
શામગ્રીના કંડીયા ખુલે, હાંરે લીખે લીખીયાં માસુલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૫ ચોક ગોવરધન હદ બન્યોરે, ત્યાં ગોવરધન પુજાય,
ગાયો ખેલે નાનાં ભાતની, દરશન નવનીતનાં થાય;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૬ નગારખાનાં નીત બજે રે, બજે શેનાઇ એક સંગ,
ઉચ્છવ બધાઇ નોબત બજે, હાંરે શું ને ભેરવા તરંગ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૭ સુરજ પોલ સિંહ પોલ છે રે. નવધા ભક્તિ અનુકુલ,
ઘોરી પટીયાં સુહાવની, હાંરે માલન વેચે ત્યાં ફુલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૮ મુકુંદરાયે શ્રી ગોકલનાથરેજી, દોઇ મંદીર આસપાસ,
ત્યાં બીરાજે મથુરેશજી, હાંરે સામે શ્રીજીનો ખરાસ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૩૯ બેઠક બની છે મટુલાલનીરે, પાસ નીચે મકાન,
સુખીયા બીતરયા ન્હાય ત્યાં, હાંરે પાસ જલઘરો છે જાણ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૪૦ પ્રીતમ પોલી રસોઇ બનીરે, ત્યાં વટે મહાપ્રસાદ,
સાઠ સેવકનો નેગ છે, હાંરે વડા મેંદ મરજાદ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૪૧ ખર્ચ ભંડાર મંદીર બાર છેરે, ત્યાં ઘી ઘર અનુપ,
ચરણ ચોકી શ્રીનાથનીરે, ઘનશ્યામ સ્વરૂપ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૪૨ શ્રીજી દુવાર શ્રીનાથનોરે, ચારો ઓર છે પહાડ,
અજબકુંવરના કારણે, હાંરે શ્રીજી આવ્યા છે સીહાડ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે.

૪૩ શ્રીગુરૂ ગોવરધન ધરન છેરે, સુત દામોદરલાલ,
દૌઇ સ્વરૂપ શોભા ઘણી, હાંરે પ્રભુ પરમ દયાલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે

૪૪ બાલકૃષ્ણ વીનતી કરેરે, આ નીકુંજનો છે ઘોલ,
આખા મંદીરની છે ભાવના, હાંરે ભાવ ભક્તિ અમોલ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે

શ્રીનાથ નગ્ર રળીયામણોરે, ગૌલોક નિજ ધામ,
દરશન આપે શ્રીનાથજી, હાંરે પુરે વૈષ્ણવનાં કામ;
શ્રીનાથ નગ્ર રળીયામણોરે

સંવત ૧૯૭૭ના ચૈત્ર.

સમાપ્ત.

"મનોહર" પ્રેસમાં નરભેશંકર જગજીવન દવેએ છાપ્યું.
બંદર રોડ, કરાચી